॥ ओ३म् ॥

જ્ઞાન પુષ્પમાળા સં. ૧૫

# મહર્ષિ દયાનંદનો ચમત્કાર



: લેખક :

જ્ઞાનેન્દ્ર 'સિદ્ધાન્તભૂષણ

પ્રકાશિકા
**અનિલાદેવી આર્ય** (વ્યવસ્થાપિકા)
**મહાગૂજરાત પુસ્તક પ્રકાશન મંડળ**
મરોલી બજાર
(જી. સૂરત)

પ્રથમ આવૃત્તિ **મૂલ્ય : ૦–૨–૦** પ્રત. ૪૦૦

શ્રી. રા. પું. આર્યપ્રકાશ પ્રેસ, આણંદમાં રણછોડભાઈ વહેરીભાઈ પટેલે પ્રકાશિકા શ્રી. અનિલાદેવી માટે છાપ્યું અને તેમણે મરોલી બજારથી પ્રસિદ્ધ કર્યું. તા. ૯–૧–૪૧.

॥ ओ३म् ॥

# મહર્ષિ દયાનંદનો ચમત્કાર

મનુષ્ય હૃદય પ્રધાન છે અને ભાવનાની મૂર્તિ છે. કોઈપણ વસ્તુ જ્યારે મનુષ્ય જુએ છે ત્યારે તેના હૃદયમાં ભાવના ઉત્પન્ન થાય છે. પછી તે સારી હોય અથવા ખોટી. તેમાંયે જો માણસ વિદ્વાન હશે તો તે યથાર્થ વિચાર કરશે અને તેની ભાવના ઉંચી હશે. અને મૂર્ખ માણસ હશે તો જ્ઞાન-વિજ્ઞાનથી વિરૂદ્ધ વિવેકહીન વિચારશે. વળી તેની ભાવના પણ અંધ શ્રદ્ધાથી ભરપૂર હશે. તે પોતાની ભક્તિ તેનાથી પ્રદર્શિત કરશે. એટલુંજ નહિ પણ જો કોઈ તેની સામે યથાર્થ વિચાર રજુ કરશે તો તેનો વિરોધ કરશે.

ધર્મ બાહ્ય ઇન્દ્રિયોનો વિષય નથી. એતો હૃદયથી જાણી શકાય છે. ધર્મનું મુખ્ય અંગ આત્મા અને પરમાત્મા છે. તે ઉપરાંત પ્રકૃતિ દેવીનું વાસ્તવિક જ્ઞાન પણ ધર્મમાં સમ્મિલિત છે. પરંતુ વિશ્વના કેટલાક માનવીઓએ પ્રકૃતિ મહારાણીના અસ્તિત્વને સ્વીકાર્યું નથી. વળી કેટલાક માણસોએ તેને ક્ષણભંગુર માનીને કહ્યું કે અરે એતો જલધર પટલવત્ છે. સારાંશ બંને જણાએ પ્રકૃતિ-માયાનો અસ્વીકાર કર્યો. આથી સામાન્ય મનુષ્યોને પ્રકૃતિ-માયાથી ઉપર લાવવા માટે ચમત્કારની આવશ્યકતા હોય છે. અલૌકિક ચમત્કાર કરનાર તેનો આગેવાન બની શકે છે.

**મહાન્ આત્મા અને ચમત્કાર:**

ભગવાન કૃષ્ણે ગીતામાં ભાખ્યા પ્રમાણે મનુષ્ય સમાજને ઉન્નત કરવાને માટે વખતો વખત મહાન આત્માઓ આવ્યા કરે છે. પ્રાય: બધે આજ સુધીમાં અનેક ઉન્નત આત્માઓનું આગમન થયું અને ગમન પણ થયું. પરંતુ કેટલાક મહાન પુરુષોનું સંસાર સ્મરણ કરે છે. જેમાં યોગેશ્વર કૃષ્ણ, મહાત્મા જરથુસ્ત, શ્રી. મુસા, મહારાજ બુદ્ધ, શ્રીયુત ઈસા, ભગવાન શંકર, શ્રીમાન્ મુહમ્મદ, ગુરૂ ગોવિંદસિંહ, સ્વામી સહજાનંદ, શ્રી. વલ્લભાચાર્ય, શ્રી. રામાનુજાચાર્ય, મહર્ષિ દયાનંદ સરસ્વતી ઇત્યાદિ અનેકનો સમાવેશ થાય છે.

જનતાએ કહ્યું કે તમે જે કંઈ કહી રહ્યા છો તે બધું ઇશ્વરીય અથવા ઇશ્વર તરફથી છે તેની શી ખાત્રી? જો એ બધું ઇશ્વરીય સંકેત–આજ્ઞા છે તો અલૌકિક ચમત્કાર (Mirecles) દેખાડો, જે મનુષ્યો નથી કરી શકતા.

પરંતુ તેઓ જાદુગર નહોતા. એતો મનુષ્યોના લૌકિક વ્યવહારોની સુધારણા કરવાની ઇચ્છા રાખતા હતા. એમને તો સૃષ્ટિ રચના–સૃષ્ટિ નિયમાનુકૂલ કાર્ય એજ ચમત્કાર છે. તેઓ મનુષ્યો હતા, તેથી મનુષ્ય રહીને માનવ જાતિનો ઉદ્ધાર કરવાની ઇચ્છા રાખતા હતા. અત: ઘણું કરીને બધા મહાન્ પુરુષોએ પ્રથમ તો ચમત્કાર દેખાડવાનો સ્વીકાર ન કર્યો. અને ચોકખા શબ્દોમાં તેનો અસ્વીકાર કર્યો.

**મહાત્મા ઈસા દ્વારા કરાયેલા ચમત્કારનો અસ્વીકાર:**

મહાત્મા ઈસુને કહેવામાં આવ્યું કે "ચમત્કાર દેખાડો" સંત માર્કની સુવાર્તામાં લખ્યું છે કે:–

"અને ફરોશીઓ નીકળી આવ્યા અને તેનું (ઈસુનું) પરીક્ષણ કરતાં તેની પાસે આકાશમાંની નિશાની માગીને તેની સાથે વિવાદ કરવા લાગ્યા ૮–૧૧.

"અને પોતાના આત્મામાં ઉંડો નિસાસો મૂકીને કહે છે કે આ પેઢી કેમ નિશાની માગે છે? હું તમને ખચીત કહું છું કે આ પેઢીને કંઇ જ નિશાની અપાશે નહિ. ૮–૧૨.

સન્ત મેથ્યુએ પણ આ પ્રસંગનું વર્ણન કર્યું છે. પરંતુ તેમાં પ્રલોભનની ચર્ચાએ નથી કરવામાં આવી. પરંતુ ફરીજીઓના આગ્રહની વાત તેના જેટલી જ છે. મહાત્મા ઇસુએ ઉત્તર આપ્યો કેઃ–

"દુષ્ટ અને વ્યભિચારી પેઢી નિશાની માગે છે પણ યુના (જોનાસ) પ્રબોધકની નિશાની સિવાય બીજી કોઈ નિશાની તેને અપાશે નહિ." ૧૨–૩૯.

કેમકે જેવી રીતે યુના (જોનાસ) ત્રણ દિવસ અને ત્રણ રાત મોટી માછલીના પેટમાં રહ્યો હતો તેવી રીતે પુરુષ–પુત્ર ત્રણ દિવસ અને ત્રણ રાત સુધી પૃથ્વીના હૃદય–પેટમાં રહેશે. ૧૨–૪૦.

આમાં ચમત્કાર દેખાડવાનો ઇન્કાર છે. ચમત્કારની માગણી કરનારાઓને દુષ્ટ અને વ્યભિચારી બતાવ્યા છે. સંત મેથ્યુના લખ્યા પ્રમાણે એક ચમત્કાર બતાવવાનો સ્વીકાર કરવામાં આવ્યો છે. ત્રણ દિવસ અને ત્રણ રાત સુધી પ્રભુ ઇસુ પણ પૃથ્વીના ગર્ભમાં રહેશે. ત્યારબાદ પુનઃ જીવન પ્રાપ્ત કરી સ્વર્ગારોહણ કરશે. આ તેના જીવિત કાળ માટે નથી પણ મૃત્યુ બાદ તેના પુનર્જીવનનો સંકેત છે.

આ પ્રસંગ પર સંત લ્યુકનું કથન પણ વાંચવા યોગ્ય છે.

"તે કહેવા લાગ્યો કે આ પેઢી તો બહુ ભૂંડી પેઢી છે, તે નિશાની માગે છે પણ યુનાની નિશાની વિના બીજી નિશાની આપવામાં નહિ આવે. કેમકે જેવી રીતે નિનેવાના લોકોને માટે જોનાસ એક નિશાની રૂપ હતો તેવી રીતે પુરુષ–પુત્રઆ પેઢીને માટે થશે." ૧૧–૨૯–૩૦.

સંત લ્યુક તો આ બંનેથી આગળ છે. એમાં તો માત્ર જોનાસનું નામ છે. પરંતુ માછલીના પેટની વાત છેજ નહી. તેણે તો જોનાસને એક સુધારક તરીકે માન્યો છે, અને એનું રહન-સહન, ભોજન-છાદન, સ્વપ્ન-જાગરણ, આચાર-વિચાર, પ્રચાર વિગેરે અન્ય પુરુષોની અપેક્ષા ચમત્કારિક હતું. સુધારક સાધારણ મનુષ્યોની અપેક્ષા ચમત્કારિક હોય છે. એટલા માટે સુધારકને માટે તો બીજા કોઈ ચમત્કારોની બીલકુલ જરૂર હોતી નથી.

ઉપરોક્ત ત્રણે સંતોના ઉદ્ધરણોમાં મતભેદ છે. બે લેખકોએ તો મૌન સાધ્યું છે. એકની વાર્તા મેં માથા વગરની છે. માછલીનું પેટ અને પૃથ્વીનું હૃદય, બંનેની સમાનતા ગણવી યોગ્ય નથી. બંને પ્રકરણ પણ મળતાં નથી. ત્રણે પ્રકરણમાં એ તો ચોકખું નજરે તરી આવે છે કે ચમત્કાર નહીં બતાવવામાં આવે. ચમત્કારની માગણી કરનારાઓને દુષ્ટ અને વ્યભિચારી કહેવામાં આવ્યા છે. સન્ત મેથ્યુની બંને વાતો પ્રક્ષેપ છે. આ પ્રસંગનો આગળ પાછળના પ્રકરણો સાથે મેળ નથી જણાતો. તેથી ખરી રીતે જોતાં જણાય છે કે જોનાસનો ચમત્કાર તેનો ધર્મ પ્રચાર જ હતો. એટલા માટે સન્ત મેથ્યુ અને સંત લ્યુક આંશિક રૂપમાં એક જ વાત લખે છે. જેમકે:—

નિનેવહના માણસો આ પેઢાની સાથે ન્યાયના દિવસે ઉઠશે અને આમને અને તેને દોષિત ઠરાવશે. કેમકે યુનાનો ઉપદેશ સાંભળીને તેઓએ પસ્તાવો કર્યો. અને જુઓ, યુનાના કરતાં અહીં એક મોટો છે. લ્યુક ૧૧-૩૨; મેથ્યુ ૧૨-૪૧.

આ શબ્દોથી માલમ પડે છે કે ચમત્કાર એટલે પ્રચાર. વળી ચમત્કારની માગણી કરનારાઓને દુષ્ટ અને વ્યભિચારી બતાવવામાં આવ્યા છે. ત્યાં બીજી બાજુ ચમત્કાર દેખાડવામાં આવ્યો. આ વાત લખવી એ શું બુદ્ધિમત્તા છે?

## શ્રી. મુહમ્મદ મહોદય દ્વારા કરવામાં આવેલા ચમત્કારનો અસ્વીકાર:

શ્રીમાન્ મુહમ્મદ મહોદય જ્યારે મક્કામાં પ્રચાર કરતા હતા ત્યારે તેમની પાસે ચમત્કાર બતાવવાની માગણી કરવામાં આવી પણ તેમણે તેનો ઈન્કાર કર્યો.

"અને તેઓ કહે છે પરમાત્માની તરફથી તેમના (મુહમ્મદ) પર ચમત્કાર કેમ નથી ઉતરતો. પણ (મુહમ્મદ) કહે છે કે ચમત્કાર પરમાત્માની પાસે છે અને હું એક સીધો સાદો ચેતવણી દેનારો માનવી છું. કુરાન ૨૯–૫૦.

શું આટલી વસ્તુ તેમને માટે બરાબર નથી કે અમે તને પુસ્તક દીધું છે. જે તેમને સંભળાવવામાં આવે છે. નકકી આમાં દયા છે, અને શ્રદ્ધાળુઓને માટે એક ચેતવણી છે. કુરાન ૨૯–૫૧.

ગુરુ ગોવિંદસિંહના જીવનમાં પણ આવી જાતના પ્રસંગો આવે છે પણ વિસ્તાર ભયથી અહીં લખવામાં નથી આવતા.

## અલૌકિક ચમત્કાર દ્વારા માનવી જીવનનો નાશ:

આશ્ચર્યની વાત એ છે કે પ્રાય: બધા સુધારકોએ પોતાના પ્રારંભકાળમાં ચમત્કાર દેખાડવાનો નિષેધ કર્યો છે. પરંતુ સમય વીત્યે ચમત્કાર દેખાડવા લાગે છે. એમાં બે પ્રકારની કલ્પના કરી શકાય એમ છે. પ્રથમ એ છે કે એઓ પોતે પોતાને બુદ્ધિમાન્ માનતા હતા, અને પોતાના સંપ્રદાયને અથવા અનુયાયીઓને વધારવાને માટે તેઓ સત્યની પરવાહ કર્યા વગર પોતાનું કાર્ય કરતા હતા. બીજી વાત એઓ પોતે સમજતા હતા કે આ વાત તો સામાન્ય છે પરંતુ તેના અનુયાયીઓ તેને ચમત્કાર ઠોકી બેસાડીને પોતાના મનઘડંત ઘોડાઓ દોડાવે છે. તે પોતાની સંસારયાત્રા સમાપ્ત કરે છે. પરંતુ તેના અનુયાયીઓ આ વસ્તુઓને પકડીને

ખૂબ વધારીને મીઠું મરચું ભભરાવીને બીજાની સામે રજુ કરે છે. પોતાના આચાર્ય સર્વશ્રેષ્ઠ છે એમ સિદ્ધ કરવાને માટે ગમે તેવા પ્રયત્નો કરે છે. ખરી રીતે તો સુધારકનું જીવન એજ ચમત્કાર. પરંતુ અનુયાયીઓ તેમાં ચમત્કાર નથી જોતા. પણ જ્યારે તેઓ અસંભવ-સૃષ્ટિના નિયમની પ્રતિકૂલ-ઈશ્વરીય આજ્ઞાની વિરુદ્ધ વાતો-વસ્તુઓ પોતાના મહાપુરૂષ દ્વારા કરવામાં આવી છે અને જુએ છે ત્યારે માને છે કે દૈવીશક્તિ છે.

આ પ્રકારે તેની માનવીય મહત્તાનો નાશ કરી દે છે. દૈવી-શક્તિયુક્ત કથા માત્ર જ રહે છે. પણ તે તો અસંભવ હોય છે. આથી તેઓનું વ્યક્તિત્વ જે હોય તે બીલકુલ દૂર થઇ જાય છે.

થોડાક પ્રસંગો આ સંબંધમાં રજુ કરૂં છું. હમણાંજ સંત માર્કની ઉપર આયાત લખવામાં આવતી હતી. એટલામાં ચમત્કારોનાં વર્ણન શરૂ કરી દેવામાં આવ્યાં.

"અને તેઓને મૂક્યા પછી તે પાછો હોડીમાં બેસીને પેલે પાર ગયો." ૮-૧૩.

"અને તેઓ રોટલી લાવવાનું વીસરી ગયા હતા, અને તેઓની પાસે એક કરતાં વધારે રોટલી ન હોતી." ૮-૧૪.

"અને તેણે તેઓને આજ્ઞા આપી કે જોજો ફરોશીઓના ખમીરથી તથા હેરોદના ખમીરથી સાવધાન રહો." ૮-૧૫.

"અને ઇસુ જાણીને તેઓને કહે છે કે તમારી પાસે રોટલી નથી. એ માટે તમે કેમ સંવાદ કરો છો? હજી સુધી શું તમે નથી જાણતા ને નથી સમજતા? શું તમારાં હૃદય કઠણ થયાં છે?" ૮-૧૭.

"તમને આંખો છતાં શું તમે નથી દેખતા? અને કાનો છતાં શું તમે નથી સાંભળતા? અને શું યાદ નથી રાખતા?" ૮-૧૮

"જ્યારે પાંચ હજારને સારૂ મેં પાંચ રોટલી ભાંગી ત્યારે તમે કકડાઓની ભરેલી ટોપલી કેટલી ઉડાવી ? તેઓ તેને કહે છે કે બાર." ૮-૧૯.

આ પ્રસંગ પર સન્ત મેથ્યુ ( માત્થી) એ ઉપસંહાર નીચે પ્રમાણે કર્યો છે.

"તમે સમજતા નથી કે મેં તમને રોટલી સંબંધી કહ્યું ન હતું. પણ ફરોશીઓના તથા સાધુકીઓના ખમીર વિષે તમે સાવધાન રહો (એમ મેં કહ્યું હતું)" ૧૬-૧૧

"ત્યારે તેઓ સમજ્યા કેઃ-રોટલીના ખમીર સંબંધી નહિ. પણ ફરોશીઓના તથા સાધુકીઓના મત વિષે સાવધાન રહેવાનું કહ્યું હતું."-૧૬-૧૨

પ્રિય વાંચક! ઉપર લખેલી પાંચ રોટલીઓ ખરી રીતે રોટલી ન હોતી પણ બીજી વસ્તુ છે. અંતિમ આયાતથી જાણી શકાય છે કે ખમીર લોટનું નહિ પણ સિદ્ધાંતોનું ખમીર છે. નવાયુગના ઇસાઈ ૫ રોટલી વડે ૫૦૦૦ મનુષ્યોને ખવરાવી (ઉપદેશ દીધો) તે ભોજન શારીરિક નહિ પરંતુ આત્મિક ભોજન હતું. પરંતુ સુવાર્તા લેખકે તો આનું શારીરિક ભોજનના રૂપમાં વર્ણન કર્યું છે.

ઇસુ મારફતે કોઢી, આંધળા, લુલા, લંગડાઓને સારા-નિરોગી કરવામાં આવ્યા આ સંબંધમાં Encyclopeadia Biblica ની સંમતિ-અભિપ્રાય વાંચવા યોગ્ય છે. જેથી વાંચકોની સામે ઉપસ્થિત કરૂં છું.

"ખરી રીતે આપણે એ નિશ્ચય કરવો જોઇએ કે કેટલા અને કેવા પ્રકારના રોગોનું નિવારણ ઇસુએ કર્યું. જેમ આજકાલના વૈદ્યો પણ માનસિક વિધિઓથી વિશેષતયા માનસિક રોગોનું નિવારણ કરે છે તેવી રીતે એ રોગનિવારણને સમજવાનો આપ-

ણુને અધિકાર છે. સાધારણ રીતે સમજી શકાય છે કે ઈસુના સમકાલીનોએ સંભવતઃ તેનાં કેટલાંક એવાં કાર્યો નજરે જોયાં હોય જેને તેઓ અલૌકિક સમજી શકયા હોય અને એના વડે પ્રભુમાં સર્વઅલૌકિક શક્તિઓની કલ્પના કરી લીધી છે. જેવી રીતે આજકાલ લોકોને સારાસારનું જ્ઞાન નથી હોતું તેમ તેઓને પણ ખબર ન પડી હોય કે કયા રોગો માનસિક ચિકિત્સાથી મટી શકે છે અને કયા નથી મટી શકતા? એ પણ યાદ રાખવું જોઇએ કે રોગ નિવારણ સંભવતઃ ઘણું કરીને થોડા સમય માટેનું પણ હોય. છતાંયે જો રોગનાં ચિહ્ન ફરીથી જણાય તો તેમાં ચિકિત્સાની શક્તિનો દોષ સમજવામાં ન આવ્યો હોય."

લેખકનું માનવું છે કે "આ રોગ જ માનસિક છે, આત્મિક છે." (Enc. Bib. Col. 1885)

આંધળાનો અભિપ્રાય છે. "અંધબુદ્ધિ, લુલાનો અર્થ છે, ધર્મપંગુ ઇત્યાદિ. તેઓની ચિકિત્સા ઉપદેશો દ્વારા થઈ હશે." (Enc. Bib. Col. 1883)

બાઈબલની વાર્તાઓને લેખક મહાનુભાવ માત્ર વાર્તાઓ જ માને છે. જેમકે **અંજીરનું વૃક્ષ સુકાઈ જવું એ જાતિનું હતભાગ્ય** છે. ઇત્યાદિ.

મહાત્મા ઈસુનું જન્મ–મરણ એ પણ એક ચમત્કાર માનવામાં આવે છે. પરંતુ હવે મોટા મોટા ઇસાઈઓ મેરીને ઈસુની માતા અને જોસફને પિતા માને છે. Encyclopeadia Biblica Col. 3344–માં આ વિચાર પ્રકટ કરવામાં આવ્યો છે. મૃત્યુના સંબંધમાં કેટલાક મનુષ્યો માને છે કે પોતાના શિષ્યોને **આત્મિક દર્શન આપ્યું** હતું. વસ્તુસ્થિતિ જુદી માલમ પડે છે. મહાત્મા ઈસુના મરણ બાદ સાત વર્ષ પછી લખાયલો પત્ર મળ્યો છે તે Crucifixion by an eye witness by Notawich

(ક્રુસીફિક્ષન બાય એન આઇ વીટનેસ) જે રશિયન યાત્રી નોટા વિચ મારફતે પ્રકાશિત કરવામાં આવ્યો છે. તેનાથી જાણી શકાય છે કે મહાત્મા ઇસુને સુળીથી ઉતારવામાં આવ્યા ત્યારે તેઓ મરણ પામ્યા નહોતા. બાઇબિલથી પણ એવુંજ માલમ પડે છે. તેમને પ્રાતઃકાળે સુળી પર ચઢાવ્યા હતા અને સાયંકાળે ઉતારવામાં આવ્યા હતા. જ્યારે ઉતારવામાં આવ્યા ત્યારે તેના પગમાં ભાલો મારવામાં આવ્યો હતો. તે વખતે પાણી અને લોહી નીકળવા માંડયું. સાધારણ રીતે તો જેને ફાંસી દેવામાં આવતી તેના પગનું હાડકું તોડી નાખવામાં આવતું હતું. પરંતુ ઇસુને તેમ કરવામાં આવ્યું નહોતું. એટલા વખત પછી **લોહી તથા પાણી નીકળવું સાબીત કરે છે કે ઇસુ મરણ પામ્યા નહોતા.** એટલું જ નહિ પણ યહુદીઓનું કથન છે કે મ. ઈસુને કબરમાંથી તેના શિષ્યો ઉઠાવી ગયા. એ બધી વાતો ઉપરથી જાણી શકાય છે કે મ. ઇસુને જે વખતે શુળી ઉપરથી ઉતારવામાં આવ્યા ત્યારે તેઓ પુરેપુરા મરણ પામ્યા નહોતા. પરંતુ બેભાન થઇ ગયા હતા, અને જ્યારે તેમને ઔષધીથી ભાનમાં લાવવામાં આવ્યા ત્યારે ચોરી છુપીથી તે પોતાના શિષ્યોને મળતા હતા. **તેમણે પોતાના જીવન કાળમાં પણ શિષ્યોથી થએલો વિશ્વાસઘાત જોઇ લીધો અને પાછળથી પણ પોતાના ભયભીત શિષ્યોએ મ. ઇસુ પર વિશ્વાસ ન કર્યો ત્યારે તેઓ ત્યાંથી બીજા સ્થાન પર જતા રહ્યા.** આથી મૃત્યુ પછીથી થએલું પુનરૂત્થાન પણ એવીજ વાત છે. આ તો પ્રભુ ઈસુના ચમત્કારોનું વર્ણન છે.

હવે શ્રી. મુહમ્મદ મહોદય દ્વારા કરાવેલા પ્રસિદ્ધતમ ચમત્કારોને જોઈએ.

"સમય આવી ગયો અને ચંદ્રના ટુકડે ટુકડા થઇ ગયા." કુરાન ૨૭–૧.

"અને જો તે ચમત્કાર જુએ તો તે મોઢું ફેરવી નાખે છે અને કહે છે કે ક્ષણિક જાદુ. કુરાન ૨૭–૨.

ચંદ્રમા દુનિયાને માટે એક જ છે. જો ચંદ્રના ટુકડે ટુકડા થઇ ગયા હોય તો ત્યાંના મનુષ્યો સિવાયના બીજા દેશોના માનવીઓએ પણ જોવા જોઇએ. અને એ બનાવ બન્યો હોય તો દુનિયાનાં બીજાં પુસ્તકોમાં પણ તેનો ઉલ્લેખ હોવો જોઇએ. પરંતુ કોઈ પણ પુસ્તકમાં આ સંબંધી નિર્દેશ નથી. ફલતઃ આ પ્રસંગ અસંભવિત છે. આ સંબંધમાં મિર્ઝા ગુલામ અહમદ કાદીયાનીનું કહેવું છે કે, "આનું વર્ણન મહાભારતના આનંદ પર્વમાં છે".

પ્રથમ તો આનંદ પર્વ મહાભારતમાં જ નથી. તો તેમાં આ વર્ણન કેવી રીતે હોઈ શકે?

મૌલાના મુહમ્મદઅલી એમ. એ. એ કુરાન પર નવી ટીકા લખી છે. તેઓ લખે છે કે "આ પ્રસંગ ઐતિહાસિક છે કેમકે બધા મુસલમાન લોકોએ એને માન્ય કર્યો છે". પ્રશ્ન એ છે કે વૈજ્ઞાનિક યુગમાં આ વસ્તુને કેવી રીતે સમજાવી શકાય? આથી મૌલાના લખે છે કેઃ—

સંભવ છે કે આ વિશેષ પ્રકારનું ચંદ્રગ્રહણ હોય જેમાં ચંદ્રના બે ભાગ થયેલા માલમ પડે જેમકે અર્ધો ભાગ કાળો, અને અર્ધો પ્રકાશવાળો. અથવા ચંદ્રલોકમાં મહાન કોઈ ઉપદ્રવ થયો હોય અથવા કોઈ એવો અસાધારણ પ્રસંગ થયો હોય. એ વાત પણ યાદ રાખવી જોઈએ કે **આ ચમત્કારની વિશેષતા ચમત્કાર થવામાં નથી પરંતુ તે સમયે ઘટીત થવામાં છે જેની ભવિષ્યવાણી સંદેશવાહકે કહી હતી.** (Holy Quran Page 1022 Foot Note 2388).

 ૨૨૫૯૩

આ અનુવાદથી તો આ ચમત્કાર નથી રહી શકતો. હવે તેઓ કહે છે આ ઘટના પ્રાકૃતિક છે પરંતુ તેમણે ઘટના ઘટતા પહેલાં કહી હતી તે વાત થઇ જ રહી અથવા વાત પ્રગટ થઇ ગઈ. (The affair became manifest) આથી આ માટે કુદાકુદ ન કરવી જોઇએ. કેમકે આજ પણ જ્યોતિષીઓ ગણિતવિદ્યાના બળથી અને ગ્રહોની નિયમિત ગતિ હોવાના કારણે ગ્રહણ થતા પહેલાં ક્યારે શરૂ થશે અને ક્યારે પુરૂં થશે તે કહી બતાવે છે.

કેટલાક થોડી બુદ્ધિવાળા અનુવાદકો આ વસ્તુનો બીજી રીતે સમન્વય કરે છે. તેઓ આને ભવિષ્યવાણીના રૂપમાં રજુ કરે છે અને કહે છે કે જ્યારે સંસારમાં પ્રલય થશે ત્યારે ચંદ્રના ટુકડા થઈ જશે, હમણાં નથી ફાટ્યો.

કુરાનમાં શ્રીમાન્ મુહમ્મદ મહોદયના સંબંધમાં કોઈ વિશેષ ચમત્કાર નથી આવતો. હાં હદીસોમાં લખવામાં આવ્યું છે કે હજરત સાહેબની લઘુશંકાથી ઉદરરોગ અને અન્ય રોગ દૂર થઇ જાય છે. આતો નથી માની શકાતું. શ્રદ્ધાળુ ભક્તોની શ્રદ્ધાયુક્ત સાક્ષી માલમ પડે છે. જેવી રીતે મહાત્મા ઈસુના થુંકથી રોગ સારા થઈ જતા એવી રીતની આ વાત છે. બંને વાતો અસંભવિત છે.

કુરાનમાં મહાત્મા ઈસુના ચમત્કારનું પ્રકરણ છે. મ. ઈસુને કુંવારીનો પુત્ર બતાવવામાં આવ્યો છે. તેનું પાણી પર ચાલવું, માટીથી પક્ષી બનાવવા, હવામાં-આકાશમાં ઉડવું ઈ. વર્ણન છે. પહેલાંના અનુવાદકો આ વસ્તુ સત્ય માનતા હતા. પરંતુ મૌલાના મોહમ્મદઅલી આનું સમાધાન વર્તમાન ઈસાઈ જેવી રીતે કરે છે તેવી જ રીતે કહે છે. **જેમકે માટી મનુષ્યનું મૂળ કારણ છે.** તેનું પક્ષી બનાવવું અને આકાશમાં ઉડવું એ **જ્ઞાનના આકાશમાં ઉડવું-ફરવું એમ** છે. ઇત્યાદિ. ( Holy Quran Page 156 Foot Note 528).

"મેરીએ પરમાત્માને કહ્યું કે મને પુરુષ સંગ નથી થયો. ત્યારે પરમાત્માએ કહ્યું કે અલ્લાહ જે ઈચ્છે તે બનાવી શકે છે." કુરાન ૩–૪૬.

આ આયાતથી સ્પષ્ટ માલમ પડે છે કે ઈસુ કુમારીનો પુત્ર હતો. પરંતુ ઇસાઈ લોક આ વાતને નથી માનતા તો આપણે શા માટે ખોટી માથાકુટ કરવી? કહેવત છે કે "મુદ્દાઈ સુસ્ત તો ગવાહ સુસ્ત" એ માની લેવું. આપણે વગર પૈસાની વકીલાત શા માટે કરવી જોઇએ?

મૌલાના સાહેબ લખે છે કે પરમાત્માની સાથે જે વખતે વાતચીત થઇ હશે ત્યાં સુધી મેરી કુંવારી હતી. પણ તે પછી એમ જ રહી હોય તેની શી ખાત્રી? (Holy Quran Page 156 Foot Note 427.)

ઉંપરોક્ત ઉદ્ધરણોથી જાણી શકાય છે કે શ્રી. મૌલાના મુહમ્મદઅલી અને તેમના જેવા બીજા લોકો ધર્મ મારફતે અલૌકિક ચમત્કાર તો હવે માનવાના છોડી દે છે. થોડા સમય પછી તેમાંનો કોઈ એવો પણ નીકળશે કે જે ભવિષ્યવાણીને પણ માનવાનું છોડી દેશે.

**ધર્મના નાશનું કારણ અલૌકિક ચમત્કાર:**

વિજ્ઞાન નિત્ય પ્રતિ નવનવા આવિષ્કાર કરે છે. આવિષ્કાર વડે, આકાશમાં ઉડવું, સમુદ્રપર તરવુ, ભૂમિના ગર્ભમાં જવું, ભીતોની પાછળની ચીજ જોવી, હજારો માઇલની વાત માત્ર ઈશારાથી નહીં પણ શબ્દોથી સાંભળવી અને એ એજ અવાજમાં સાંભળવી. સાથે સાથે બોલનારની આકૃતિ પણ જોવી, થોડી મીનીટોમાં હજારો નહીં પણ લાખો મનુષ્યોનું નામ નિશાન ભૂંસી નાખવું આદિ અનેક ચમત્કાર જે પહેલાં પરમેશ્વરના વિશેષ કૃપાપાત્રો દ્વારા થતા માનવામાં આવતા, તેજ આજે પૈસા વડે સરલતાથી પ્રાપ્ત કરી

શકાય છે. સંપ્રદાયોના આચાર્યોના ચમત્કાર અને ધનને કારણ પ્રાપ્ત થતા અવિષ્કારોની ઘોડદોડ–સ્પર્ધામાં આજે સંપ્રદાયોના આચાર્યોના ચમત્કાર પાછળ પડી ગયા છે. જો ધર્મ અથવા ઇશ્વરીય શક્તિ ચમત્કારમાં છે તો ઈશ્વર અથવા ધર્મની આવશ્યક્તા નથી જણાતી કેમકે, સંપ્રદાયોના ચમત્કાર તો અસંભવિત છે જ્યારે આવિષ્કાર આ યુગમાં સામાન્ય સુલભ છે.

થોડા મનુષ્યોની માન્યતા છે કે ધર્મે સંસારનું અકલ્યાણ કર્યું છે. ધર્મે જ લાખો મનુષ્યોના લોહીની નદીઓ વહેવડાવી છે. ધર્મે જ કરોડો નિરપરાધી પ્રાણીઓને બલિદાનની વેદીપર ચઢાવ્યાં છે. એટલું જ નહિ પણ મનુષ્ય–બલિ ધર્મે જ અપાવી છે. ધર્મે જ લાખો નહીં કરોડો વિધવાઓની આંખોમાંથી આંસુ-ઓનો ધારાપ્રવાહ ન સુકાવા દીધો. ધર્મે જ બુદ્ધિમાનોને, દાર્શનિકોને, કવિઓને ફાંસીના મંચ પર ચઢાવ્યા છે. ધર્મે જ મનુષ્યને માણસ પ્રતિ પશુઓથી પણ નિકૃષ્ટ વ્યવહાર રાખવાનું શિખવ્યું છે. ધર્મ સંપ્રદાયોની બોલબાલાએ જ્ઞાન અને વિજ્ઞાનનું ગળું રૂંધી નાખ્યું. થોડા સમય પહેલાં ધર્મ–સંપ્રદાયોનો વિજય થયો હતો. ધર્મ વા સંપ્રદાય ચમત્કારને આશરે છે. જેણે વધારે ચમત્કારો દેખાડયા તે વધારે મોટો ગણાય છે. અને તેમાં અધિ-કતર માનવીઓ દાખલ થઈ સ્વીકૃત કરે છે. વિજય ચમત્કાર યુક્ત સંપ્રદાયોનો થાય છે. પરિવર્તન શીલ સમય પરિવર્તિત થયો, જ્ઞાન અને વિજ્ઞાનના યુગની શરૂઆત રાણી ઈલીઝાબેથના સમયથી થઈ. ઇસાઈઓમાં ક્રાંતિની ઉષા પ્રગટી. ક્રાન્તિ ખૂબ જોર શોરથી ફેલાવા લાગી, અને તેણે આગળ ગતિ કરી. અને તેની પ્રગતિ રાતે ન વધે તેટલી દિવસે ને દિવસે ન વધે તેટલી રાતે એમ વધવા માંડી. આજ જ્ઞાન વિજ્ઞાનનો સૂર્ય મધ્યાકાશે પૂર્ણતાથી પ્રકાશી તેજ ધારા વહાવી રહ્યો છે. અને વૈજ્ઞાનિકોએ ધર્મ–સંપ્રદાયોનો સમૂળ નાશ કરવાનું બીડું ઉઠાવ્યું છે; અતઃ "Conflict between Science

and Religion"; "Self contradiction of the Bible".

જેવાં પુસ્તકો લખવાની શરૂઆત થઇ ચુકી છે અને ધર્મને સંસારમાંથી જડમૂળથી ઉખેડી ફેંકી દેવા માટે ભરસક પ્રયત્નો થઈ રહ્યા છે.

**ચમત્કાર એટલે શું?**

મહર્ષિ દયાનંદનું જીવન ચમત્કારિક એટલા માટે છે કે, તેમાં આચાર હતો. પરમાત્માએ પોતાનો દિવ્ય સંદેશ સૃષ્ટિની શરૂઆતમાં સંભળાવ્યો હતો. એટલા માટે મહર્ષિ માનતા હતા કે આ વખતે નવા સંદેશની બિલકુલ જરૂર નથી. અમૈથુની સૃષ્ટિનું સર્જન થઇ ચૂકયું હતું. અતઃ આ પ્રગતિશીલ સંસારના મધ્ય યુગમાં અમૈથુની સૃષ્ટિ દ્વારા બાળકોની ઉત્પત્તિ બીન જરૂરી છે. સંદેશ વાહકોના વિવાહ કરાવવાનો ઇજારો પરમાત્માની પાસે નથી, એમ મહર્ષિ દયાનંદજી માનતા હતા. આથી ઋષિની દૃષ્ટિમાં ચમત્કાર બીજી વસ્તુમાં છે. **ઇશ્વરીય શક્તિ અથવા ધર્મનું પાલન કરવાથી સંસારનાં–જગતનાં પ્રલોભન તેને પોતાના માર્ગથી ચ્યુત નથી કરી શકતાં, પણ આત્મિક આનંદ, આંતરિક બળ, જગતમાં નીડરતાથી અને ધીરજથી છાતી કાઢીને રોફથી ફરવાની શક્તિ આવે છે. પ્રભુનો ભક્ત–પુત્ર, જનોપકારી–માનવ હિતકારી કાર્યનો જ્યારે પ્રારંભ કરે છે ત્યારે તે શુભ કાર્યમાં લોકો અનેકવિધ અડચણો ઉત્પન્ન કરીને અંતરાય નાખે છે અને કહે છે કે આ વાત અમારી સમજમાં નથી આવતી, શાસ્ત્રોથી ઉલટી છે. છતાં તે પ્રારંભિક કાર્ય ચાલુ રાખે છે. અને લોકો ડગલે ડગલે અડચણ કરતા જાય છે. વખત જતાં વિશ્વના માનવીઓની આંખોનાં પડળ ખુલી જાય છે. અને તેની વાતોનો સ્વીકાર**

**કરે છે, જેનો પહેલાં વિરોધ કરતા હતા, અને સમજે છે કે આ વસ્તુ કરવામાં અમારૂં કલ્યાણ છે, બીજાથી નહિ. આનું નામ ચમત્કાર.** "જાદુ તો તેજ કે જે માથા પર ચઢીને બોલે." એ કહેવતના અનુસાર તેનો સ્વીકાર કરવો અને તદનુસાર કાર્ય કરવું. ખરી રીતે એ જાદુ છે—ચમત્કાર છે. અમે મહાત્મા ઈસુ, શ્રી. મુહમદ મહોદયના ચમત્કારો જોઈ ગયા.. હવે મહર્ષિ આનંદ-કંદ ભગવાન દયાનંદના ચમત્કારો પર પણ દૃષ્ટિપાત કરીએ.

**મહર્ષિ દયાનંદ અને ચમત્કાર:**

મહર્ષિ દયાનંદને લોકોએ કહ્યું કે, "આપ કહો છો આ વેદની આજ્ઞા છે. એમ ન કહેતાં મને ઈશ્વરે પ્રેરણા કરી છે એમ કહ્યા કરો જેથી લોકોના દીલમાં અધિક શ્રદ્ધાનો ભાવ જામે, અને પ્રભાવ પણ સારો પડે."

આનો ઇશ્વરના પુત્ર દયાનંદે જે ઉત્તર આપ્યો તે સુવર્ણાક્ષરોથી અંકિત કરીને રાખી મૂકવા યોગ્ય છે. **"સત્યનો પ્રચાર અસત્યથી કરૂં, એ નહિ બની શકે."**

આજ તો મહાત્મા ગાંધી મહોદય અનશનની પ્રેરણા પ્રભુથી મેળવે છે. પરંતુ મહર્ષિ દયાનંદ તો સંદેશ વેદથી મેળવતા. એ ઋષિનો ચમત્કાર છે.

લાહોરમાં ડૉ. રહીમખાનની કોઠીમાં જતા પહેલાં શ્રી. મનફૂલે મહારાજને કહ્યું કે: **"મહારાજ, આપ જો મૂર્તિપૂજાનું ખંડન કાર્ય છોડી દો તો હિન્દુઓ પણ આપથી પ્રસન્ન રહેશે અને મહારાજા જમ્મુ અને કાશ્મીર પણ પ્રસન્ન થશે"** શ્રી. મનફૂલને કહેતાં ખ્યાલ ન રહ્યો કે હું કોની સામે વાત કરી રહ્યો છું. વિશ્વનું કોઇપણ પ્રલોભન આ કૌપીનધારી ઈશ્વરપુત્રને પોતાના માર્ગથી વિચલિત કરવા માટે સમર્થ નથી. વિશ્વના

કોઇપણ માનવીની અપ્રસન્નતાની ભીતી અણુંમાં તો શું પરમાણુંમાં પણ સ્પર્શ નથી કરી શકતી. મહારાજે ઉત્તર આપ્યો કે, હું મહારાજા જમ્મુ અને કાશ્મીરને પ્રસન્ન કરૂં કે વેદમાં અંકિત થયેલી ઇશ્વરીય આજ્ઞાનું પાલન કરૂં."

પંજાબના કોઇ નગરમાં (મહારાજે) મેં ઇસાઈ મતના ખંડન પર વ્યાખ્યાન આપ્યું અને તેની અમુક વિષય પર વ્યાખ્યાન થશે એવી જાહેરાત કરવામાં આવી હતી. એ જોઇને દેશી અને વિદેશી પાદરીઓ આવ્યા હતા. મેં મારી શકિત પ્રમાણે પ્રબળ યુક્તિઓથી ઈસાઈ મતનું ખંડન કર્યું. અને બાઈબલનો પરસ્પર વિરોધ કરનારાં વાકયો બતાવ્યાં તે સમયે સંજોગ વશાત્ જંગીલાટ શ્રી. જનરલ રોબર્ટસ મહોદય, પણ આવ્યા હતા. વ્યાખ્યાનની પૂર્ણતા પર તેમણે હસ્ત-ધૂનન કર્યું અને કહ્યું કે **"સ્વામીજી તમો નિ:સંદેહ બહુ નિર્ભીક છો? જ્યારે તમોએ મારી સમક્ષ મારા મતનું ખંડન કર્યું ત્યારે બીજા કોઈની સામે તમો શાના ડરતા હશો?"**

## આત્માનો નાશ કરનાર શૂરવીર કયાં છે?

બરેલીમાં જે સમયે શ્રી. લક્ષ્મીનારાયણ દ્વારા સ્વામીજીને સૂચના મળી કે "આજના તમારા વ્યાખ્યાનથી અહીંના કમિશ્નર સાહેબ બહુ અપ્રસન્ન થયા છે." બીજે દિવસે તેજ સ્થાન પર "આત્માનું સ્વરૂપ" એ વિષય ઉપર સ્વામીજીનું વ્યાખ્યાન હતું. પ્રાય: શહેરના સર્વ અંગ્રેજ મહાનુભાવો સ્વામીજીનું વ્યાખ્યાન સાંભળવાને આવ્યા હતા. એક માત્ર પાદરી સ્કૉટ મહોદય નો'તા આવ્યા. શાન્તિપૂર્વક જનતા ઋષિની અમૃત વાણીનું પાન કરી રહી હતી. મહારાજશ્રી સત્યનું વર્ણન કરતાં કરતાં ઉચ્ચ સ્વરે ગર્જનાથી કહેવા લાગ્યા કે **"કંઇક મહાનુભાવો મને કહે છે કે સ્વામીજી આપ સત્યને પ્રગટ ન કરો, કારણ કે અહીંના**

**કલેકટર સાહેબ કોપિત થશે, કમિશ્નર અપ્રસન્ન થશે. ગવર્નર પીડા કરશે! પરંતુ હું સ્પષ્ટ કહું છું કે ચક્રવર્તી રાજા હશે તોપણ હું તો તેમની સમક્ષ સત્ય જ કહેવાનો"** આ પ્રમાણે કહીને સ્વામીજી ઉપનિષદનું એક વાક્ય બોલ્યા. જેમાં કહેવામાં આવેલું કે આત્માને કોઈ પણ શસ્ત્ર નથી છેદી શકતું કે નથી તેને અગ્નિ બાળી શકતો. ઇત્યાદિ કહીને પશ્ચાત્ અંતમાં **સિંહનાદ કરીને બોલ્યા કે "આ શરીર તો અનિત્ય છે તેની રક્ષામાં પ્રવૃત થઇ અધર્મ કરવો વ્યર્થ છે. જેની ઇચ્છા હોય તે ભલે આ શરીરનો નાશ કરી દે."** આ પ્રમાણે કહી ચારો તરફ દષ્ટિપાત કર્યો અને સિંહનાદ કરીને કહેવા લાગ્યા કે **"મને એવો શૂરવીર બતાવો કે જે મારા આત્માનો નાશ કરી શકતો હોય. જ્યાં સુધી કોઈ આવો વીર આ સંસારમાં જોવામાં નથી આવતો ત્યાંસુધી હું એ વિચારવાને પણ તૈયાર નથી કે હું સત્યને છૂપાવું કે નહિ?"**

**પરમાત્મા સિવાય અન્ય કોઇનો ભય નથી.**

લાહોરમાં શ્રી. સ્વામીજી મહારાજ નવાબ રઝાઅલીખાંના બગીચામાં ઉતર્યા હતા. બગીચામાંજ સ્વામીજીએ જનતાની સમક્ષ ઇસ્લામ મતની સમાલોચના કરવી પ્રારંભ કરી. નવાબ સાહેબ બાજુમાં બધું સાંભળી રહ્યા હતા. કોઇએ કહ્યું કે મહારાજ! કોઈ હિન્દુએ આપને રહેવાને માટે સ્થાન ન આપ્યું અને નવાબ સાહેબે તમોને ઉતરવાને સ્થાન આપ્યું તો એમનાજ મતનું આપ અહીં ખંડન કરો છો! આ વચન સાંભળી મહારાજશ્રીએ ઉત્તર આપ્યો "હે ભાઈ! હું ઇસ્લામની પ્રશંસા કરવાને અહીં નથી આવ્યો હું તો વેદનો પ્રચાર કરવાને આવેલો છું. હું વેદને જ સત્ય માનું છું. નવાબ સાહેબ સાંભળી રહ્યા છે એ

જોઇને હું ઇચ્છા પૂર્વક તેમને વૈદિક ધર્મની સત્યતા સંભળાવી રહ્યો હતો. **મને પરમાત્મા સિવાય બીજા કોઇનો ભય નથી.**"

સંસારનાં પ્રલોભનો જેને સ્પર્શ પણ નથી કરી શકતાં, સંસારનો ભય જેને ભયભીત નથી કરી શકતો અને પોતાના રસ્તામાં અનેક વિપત્તિઓ આવવા છતાં પણ જે પુરુષ સિંહ ધૈર્ય પૂર્વક પોતાનું કાર્ય આગળ ધપાવ્યે જાય છે, આમાં જ આન્તરિક બળ છે, આન્તરિક બળથી જ નિર્ભિકતા આવે છે. વસ્તુતઃ આનું નામ જ ચમત્કાર છે.

**આત્મિક આનંદ સ્વયં ચમત્કાર છે:**

આત્મિક આનંદનું હોવું પણ એક ચમત્કાર છે. આત્મિક આનંદની પરીક્ષા ત્યારે થાય છે કે જ્યારે આપત્તિના સમયે પણ આનંદ માને. હસતે મોંઢે મૃત્યુને આલિંગન કરે તેમાં જ આત્મિક આનંદ છે આવા આત્મિક-આનંદને ચમત્કાર કહેવાને સંસાર પણ તૈયાર છે અને જે વ્યક્તિમાં આવો આત્મિક આનંદ છે. તે વ્યક્તિને ચમત્કારિક-પુરુષ તરીકે સંસાર સહર્ષ સ્વીકાર કરે છે.

**મહાન શાન્તિથી દેહ વિસર્જન:**

પાઠકગણું આવો, ઉપરોક્ત આત્મિક-આનંદના ચમત્કારને જોઇએ! મહર્ષિ દયાનંદના સારા શરીરમાં વિષ ફેલાઇ ગયું છે. આખા શરીર પર ફોલ્લાઓ ઉઠી નીકળ્યા છે, તલ મૂકવા જેટલી પણ જગ્યા ખાલી નથી અને આખું શરીર ચારણીવત્ બની ગયું છે. દિવાળીના દિવસે ડોકટર લક્ષ્મણદાસે આવીને કહ્યું કે હવે હું બીજા ડોકટરના સહયોગ વિના ચિકિત્સા નહીં કરૂં. અંગ્રેજ સિવિલ-સર્જન ડોકટર ન્યૂમેનને બોલાવવામાં આવ્યા. ડોકટર ન્યૂમેને સ્વામીજીને જોતાં જ સહસા આશ્ચર્યથી કહેવા લાગ્યા કે "રોગી અત્યન્ત વિશાલ કાય, સુદૃઢ, વીર તથા રોગને સહન કરવા વાળો

છે. તેમની આકૃતિથીજ દેખાય છે કે રોગ અસહ્ય છે; પરંતુ રોગી સ્વયં પોતાને દુ:ખી નથી માનતો. આવો રોગી મેં આજે જ જોયો કે જે આવા ઉગ્ર રોગમાં સમતા ધારણ કરી રહ્યો છે અને આવી ભયંકર સ્થિતિમાં અત્યાર સુધી જીવિત–અવસ્થામાં છે.”

મૃત્યુના દિવસે સાયં ચાર વાગે પાસે બેઠેલા તમામ ભક્તજનો તરફ કૃપા ભરી દૃષ્ટિથી જોઈને કહેવા લાગ્યા કે “ભાઈઓ, ઉદાસી છોડો અને ધૈર્યને ધારણ કરો” આ દિવસે અન્ય દિવસોની અપેક્ષા મહર્ષિનું મુખ કમલ અધિક તેજયુક્ત દેખાતું હતું, શોક તથા દુ:ખનું એકપણ લક્ષણ નો'તું દેખાતું. મોંઢામાંથી જરાપણ હાય–વોય અથવા અન્ય કષ્ટ–સૂચક શબ્દ નો'તો નીકળતો. બધાને બોલાવવામાં આવ્યા. ઉપસ્થિત ભકતજનો આવ્યા. મહર્ષિ મહત્ શાન્તિ તથા સાવધાનતાથી વાર્તાલાપ કરતા હતા. બધાને પોતાની પછવાડે માથાની તરફ ઉભા રહેવાનો સંકેત કર્યો અને વાર, તિથિ, પક્ષ, આદિ પૂછવા લાગ્યા. ઓરડાના તમામ બારી બારણા ખોલવાને આજ્ઞા કરી. ઓરડાની ભીંતો તરફ દૃષ્ટિ કરી અને વેદમંત્રોનું ગાન કરવા લાગ્યા. સંસ્કૃત ભાષામાં ઈશ્વરોપાસના કરી પશ્ચાત્ આર્ય ભાષા (હિન્દી)માં ઇશ્વરનું ગુણ કીર્તન કર્યું. તત્પશ્ચાત્ અત્યંત પ્રસન્નતાથી ગાયત્રી મંત્રનો જપ કરવા લાગ્યા. જપ કરતા કરતા થોડોક સમય સમાધિ અવસ્થામાં રહી આંખો ઉઘાડી અને કહેવા લાગ્યા કે “**પ્રભુ તારી આ ઇચ્છા છે, તારી આ ઇચ્છા છે, અસ્તુ; તારી ઇચ્છા પૂર્ણ થાવ! વાહ!!! પ્રભુ તેં ઠીક લીલા કરી!**” આટલું બોલીને મહર્ષિએ સ્વયં પડખું ફેરવ્યું. શ્વાસને રોકીને એકદમ બહાર ફેંક્યો અને માનવ લીલા સમાપ્ત કરી.

**મૃત્યુની ભયંકરતા:**

મૃત્યુ એ એક ભયંકર વસ્તુ છે, જેણે પ્રાણી તથા સામાન્ય મનુષ્યને જ ભયભીત કરેલ છે એવું નથી પરંતુ મોટા મોટા પહેલવાનોને, વિદ્વાન–વૈજ્ઞાનિકોને, વિચારક–દાર્શનિકોને, રાજા–મહારાજાઓને, ચક્રવર્તી રાજા સિકંદર જેવાઓને, એટલું જ નહીં પરંતુ સાધુ–સંતોને પણ બાળકોની માફક રડાવ્યા છે, ભયભીત કર્યા છે, હાથ–પગ જમીન પર પછાડે છે. આટલું દુઃખ થવા છતાં પ્રાણનું છુટવું દુષ્કર થઈ પડે છે.

કોઈએ મરતી વખતે કહ્યું કે "મારા પિતા! તું બધુ કરી શકે તેમ છે. આ પ્યાલો મારાથી દૂર કરી દે; મારી ઈચ્છાનુકૂલ નહીં પરંતુ તારી ઈચ્છાનુકૂલ થાવ."

ફરીથી કહે છે કે:– "એલી, એલી, લામાસાબાથાની" અર્થાત્ ઓ મારા દેવ! ઓ મારા દેવ! તેં મને કેમ છોડી દીધો!

કોઈ મરતી વખતે પોતાની સ્ત્રીને બોલાવીને કહે છે કે "સ્વર્ગમાં તારું મોઢું જોવાને નહીં મળે" અતઃ પોતાની સ્ત્રીના ખોળામાં માથું રાખીને મરે છે. તો કોઇ વળી આકાશમાં લગ્નો કરવા વાળા જાજરૂમાં બેસીને મરે છે.

પ્રાણીઓની, મનુષ્યોની, રાજાઆદિકોની તથા સંતોઆદિકોની મૃત્યુ અવસ્થાના સમયના કલ્પાન્તને જુઓ અને જુઓ મહર્ષિ દયાનંદની મૃત્યુ અવસ્થા! મહર્ષિએ પોતાનો પ્રાણ કેટલી શાન્તિથી, ધૈર્યથી લેશમાત્ર ગભરાટ વિના, પ્રભુના ધ્યાન સાથે આનંદ યુક્ત પુલકિત શરીરથી ઉચ્છ્વાસની સાથે બહાર કાઢયો. આનાથી વધારે ઉત્તમ આત્મિક શાન્તિનું ઉદાહરણ કયું મળી શકે તેમ છે? આત્મિક શાન્તિ એ જ ચમત્કાર છે અને જેમાં આત્મિક શાન્તિ છે તે જ ચમત્કારિક પુરુષ છે.

**ધર્મ અને વિજ્ઞાન એક છે:**

ચમત્કાર દેખાડવાવાળા સંપ્રદાયોના આચાર્યો એ ધર્મની જે દુર્દશા-દુર્ગતિ કરી છે તે પાઠકોથી અવિદિત નથી. એ બાબત પૂર્વ લખાઈ ગયું છે. પરંતુ મહર્ષિ દયાનંદનો ચમત્કાર બધાથી ભિન્ન છે. પૂર્વ આચાર્યોએ ધર્મ અને વિજ્ઞાનને પૃથક્ પૃથક્ તથા એકબીજાથી વિરુદ્ધ બતાવ્યા છે પરંતુ મહર્ષિએ તો બંનેનો સમન્વય કરી દીધો છે. આથી વધારે ઉત્તમ ચમત્કાર કયો હોઈ શકે?

**અવૈજ્ઞાનિક વિચાર આચાર્યનો નાશ કરે છે:**

સુધારક જે માર્ગનું અવલંબન કરીને જ્ઞાનનો પ્રચાર કરવા ચાહે છે. જનતા તે માર્ગનો સ્વીકાર નથી કરતી પરંતુ સુધારકના માર્ગમાં અનેક પ્રકારની આપત્તિઓ ઉભી કરે છે. પરંતુ જે સાચો સુધારક હોય છે તે પોતાના કાર્યને આગળ વધારતો જ જાય છે. અન્તમાં જનતા તેની વાતોને માનતી જાય છે. વસ્તુતઃ તેમની વાતોનો-જ્ઞાનનો-વચનનો સ્વીકાર કરવો એજ સાચો ચમત્કાર છે; અને તેમના વિચારોનો અવૈજ્ઞાનિક હોવાના કારણે નાશ થવો તે વસ્તુતઃ તેમનોજ નાશ છે. અમોએ જોઈ લીધુ કે સંસારના ભિન્ન ભિન્ન આચાર્યોના અનુયાયીઓ પોત પોતાના આચાર્ય પ્રત્યે કેવા કેવા વિચારો ધરાવે છે અને તેમના સંબંધમાં સ્થાનાપન્ન કયા પ્રકારની વાતોને સ્વીકાર કરે છે.

**પવિત્ર ધર્મ પુસ્તક વેદ:**

મહર્ષિ દયાનંદે વેદને ઇશ્વરોક્ત પવિત્ર ધર્મપુસ્તક માનેલ છે. **"વેદ સર્વ સત્ય વિદ્યાનું પુસ્તક છે." આ છે મહર્ષિનો એકરાર.** પરંતુ વેદોના સમ્બન્ધમાં વિદેશીય વિદ્વાનોનું* કથન એ

---

* સર્વ પ્રથમ ભટ્ટ મેક્ષમૂલરે બાઈબલની ભૂમિકામા વેદો ઉપર સમાલોચના કરેલ છે.

હતું કે વેદ એ તો ભરવાડોના ગીતોનો સંગ્રહ છે. જે સમયે ભારતીય આર્ય પોતાના ગૌ આદિ પશુઓને ચરાવવાને લઇ જતા હતા તે સમયે તેઓ જે કંઈ ગાતા હતા તેમનો સંગ્રહ કર્યો અને તે સંગ્રહ કરેલ ગીતોનું નામ વેદ છે. વેદમાં જાદુ, ટુચકા, અનેકેશ્વરવાદ, જડપૂજા–પ્રકૃતિપૂજા, અશ્લીલતા આદિ અનેક મૂર્ખતાપૂર્ણ વાતો લખેલી છે. વિદેશી વિદ્વાનોની આ ભ્રમમૂલક વિચારધારામાં કંઈક એતદ્દેશીય વિદ્વનોએ પણ તેમના સુરમાં સુર પૂર્યો. વેદના સમ્બન્ધમાં પશુબલિ, નરબલિ આદિ અનેક આક્ષેપ કરવામાં આવેલ છે. આ બધાનો સમાવેશ આ લઘુ પુસ્તિકામાં લખવો અશકય છે. તેમજ ભારતીય વિદ્વાનોની સંમતિને ન લખતાં વિદેશીય વિદ્વાનોની થોડીક સમ્મતિઓને આપની સામે પ્રસ્તુત કરૂં છું.

**વેદની શિક્ષા એક ઉચ્ચ શિક્ષા છે:**

સર્વ પ્રથમ પ્રાકૃતિક વિકાસવાદના પ્રવર્તક ડૉ. અલ્ફ્રેડ રસેલ વેલેસે લખ્યું છે કે—

The wonderful collection of hymns known as the Vedas is vast systems of religious teachings as pure and lofty as those of the finest portion of the Hebrew Scripture.

(Social Environment and Moral Progress).

અર્થાત્ સૂત્રોનો આશ્ચર્યજનક સંગ્રહ કે જે વેદના નામથી પ્રસિદ્ધ છે તે એટલી બધી પવિત્ર અને ધાર્મિક શિક્ષાઓથી પૂર્ણ છે કે જે બાઇબલના એક સારામાં સારા ભાગમાં જોવામાં આવે છે.

**ઈશ્વર સમ્બન્ધી ઉચ્ચ જ્ઞાનનો સ્રોત:**

યોગીરાજ થોરિયો (અમેરિકા) લખે છે કે:–

What extracts from Vedas, I have read fall on me like the light of higher and purer lumining which describes a loftier course through a purer startum far from particulars and simple universal, the Vedas contain a sensible account of God.

અર્થાત્ વેદ એક દિવ્ય પ્રકાશ સ્થંભ છે. સાર્વભૌમ એવં ઇશ્વરપરક અત્યુત્તમ વિચારોનું વર્ણન વેદોમાં છે.

રેવરન્ડ ફિલિપ્સે "Teaching of the Vedas" 'વેદોની શિક્ષા' એ પુસ્તકમાં તથા રશિયન સમ્પાદક બોલનગાર્ડએ Sacred Books of East Series "પૂર્વીય પવિત્ર ગ્રંથમાળા"માં જર્મન વિદ્વાન્ ભટ્ટ મૌક્ષમૂલરના વિચારોનું ખંડન કર્યું છે. આથી વધારે ઉત્તમ દયાનંદનો ચમત્કાર બીજો કયો હોઈ શકે?

**વેદ એજ વિજ્ઞાનને અનુકૂલ છે:**

વેદનું જ્ઞાન વિજ્ઞાનને અનુકૂલ છે. અભ્યુદય અને નિશ્રેયસની ઉન્નતિ માટે મનુષ્યને જેટલા જ્ઞાનની આવશ્યકતા છે તે બધું વેદમાં છે, પરંતુ ગ્રિફિથ, ભટ્ટ મેક્ષમૂલર આદિકોનું કહેવું છે કે વેદમાં જ્ઞાન વિજ્ઞાન નથી. આ સંબંધમાં હું ભારતીય–વિદ્વાનોની રાય પ્રસ્તુત નહીં કરૂં. જો કે ભારતીય વિદ્વાન તો ઘણું માને છે. યોગીરાજ અરવિંદ તો ત્યાં સુધી માને છે કે "અત્યાર સુધી જે કંઇ જ્ઞાન–વિજ્ઞાન સિદ્ધ થયું છે તથા ભવિષ્યમાં આગળ થશે તે બધું વેદમાં છે." પરંતુ પશ્ચિમના વિદ્વાનોની આ બાબત શું સંમતિ છે તે અહીં ઉદ્ધૃત કરૂં છું.--

**વેદનો વિષય સર્વથા વિજ્ઞાનને અનુકૂલ છે:**

ફ્રાંસના પ્રસિદ્ધ વિદ્વાન તથા પાંડીચેરીના ન્યાયાધીશ શ્રીમાન્ જેકોલિયટ મહાનુભાવ લખે છે કેઃ—

Astonishing fact, the Hindu revelation (Vedas) is of all revelations the only one whose ideas are in perfect harmony with modern science. (Bible in India)

અર્થાત્ ઇશ્વરીય જ્ઞાનનો દાવો કરનારા સર્વ ધર્મગ્રંથોમાં વેદ એક એવો ગ્રંથ છે કે જેમાં સૃષ્ટિની ઉત્પત્તિ ઇત્યાદિ સિદ્ધાન્તો વર્તમાન વિજ્ઞાનથી સર્વથા અનુકૂલ છે.

**વેદના સિદ્ધાન્તો વિજ્ઞાન તથા તત્વજ્ઞાન પર આશ્રિત છે:**

ડબ્લ્યુ. ડી. બ્રાઉન (W. D. Brown) લખે છે કેઃ-

It (Vedic Religion) is thoroughly scientific religion, where religion and science meet hand to hand. Here theology is based upon science and philosophy.

(Superiority of Vedic Religion)

અર્થાત તે (વૈદિક ધર્મ) સંપૂર્ણતયા વૈજ્ઞાનિક ધર્મ છે. જેમાં ધર્મ અને વિજ્ઞાન સાથે સાથે ચાલે છે. વેદોના સિદ્ધાન્તો વિજ્ઞાન અને તર્ક-તત્વજ્ઞાન પર આશ્રિત છે.

**આવિષ્કારોનો ઉત્પાદક વેદ છે:**

શ્રીમતી વ્હીલર (અમેરિકન મહિલા) લખે છે કેઃ—

It (India) is a land of great Vedas, the most remarkable works containing not only religious ideas for a perfect life but facts which

all the science have proved true. Electricity, radium, electrons, airship all seemed to be known to the sires who found the Vedas.

અર્થાત્ ભારત, મહાન વેદોની ભૂમિ છે કે જે વેદોમાં કેવળ પૂર્ણ જીવનને માટે ઉપયોગી ધાર્મિક વિચારોનો સમાવેશ છે એટલું જ નહીં પરન્તુ બધા સત્યોનો પણ સમાવેશ છે કે જેઓને અત્યારસુધી વિજ્ઞાને સિદ્ધ કરેલ છે; જેવાં કે ઇલેક્ટ્રીક, રેડિયમ, ઇલેક્ટ્રોન, વિમાન આદિ. આ સર્વ વાતોનું જ્ઞાન ભારતના ઋષિઓને હતું એમ જાણી શકાય છે.

ઋષિના વિચારોનું પ્રભુત્વ હવે સંસારના વિદ્વાનો માની રહ્યા છે વસ્તુતઃ આનું નામ છે ચમત્કાર.

**એકેશ્વરવાદ.**

આચાર્ય દયાનંદની પૂર્વ પ્રાયઃ સર્વ આચાર્યોએ ઈશ્વરના એકત્વ બાબત બહુ ભ્રમ ફેલાવી દીધો હતો. આ આચાર્યોનાં બનાવેલાં પુસ્તકોને વાંચીને પશ્ચિમના વિદ્વાનોએ પણ આર્યોને અનેક ઈશ્વરના, અનેક દેવી દેવતાઓના પૂજારી તરીકે બતાવેલા છે. પરન્તુ ભગવાન દયાનંદે દુનિયાના તમામ વિદ્વાનોને દાવાથી કહ્યું કે ઈશ્વર એક છે અને આર્યો એક જ ઈશ્વરની ઉપાસના કરતા હતા. એટલુંજ નહીં પરન્તુ વેદમાં ઈન્દ્ર, મિત્ર, વરુણ, અર્યમા, બ્રહ્મ, પ્રજાપતિ, શિવ, ચન્દ્રમા, વાયુ, યમ, અગ્નિ, આદિત્ય, માતરિશ્વા, સુપર્ણ, ગુરુત્માન આદિ જે નામો આવેલાં છે તે તમામ એક ઈશ્વરનાં અનેક નામો છે. વેદમાં કહ્યું છે કેઃ—

**इन्द्रं मित्रं वरुणमग्निमाहुरथो दिव्यः सुपर्णो गरुत्मान् ।**
**एकं सद्विप्रा बहुधा वदन्ति यमं मातरिश्वानमाहुः ॥**

**ऋ. १-१६४-४६**

**तदेवाग्नि स्तदादित्य स्तद्वायुस्तदु चन्द्रमाः ।**

**यजु. ३२-२ ॥**

જ્યારે ભટ્ટ મેક્ષમૂલરે ઋષિ દયાનંદની બનાવેલી ઋગ્વેદાદિ ભાષ્યભૂમિકા નામક પુસ્તિકા વાંચી ત્યારે તેના પૂર્વ વિચારોનો એટલો જલ્દી નાશ થઇ ગયો કે જેમ દીપકના આવવાથી અંધકારનો નાશ થાય છે. તેઓ લખે છે કેઃ—

The conception had been formed that there is but one being that was really meant by all such names as India, Agni, Mitra, Matrishwan by the name of prajapati–Lord of creatures.

(Six systems of Philosophy.)

અર્થાત પરમેશ્વરના સંબંધમાં નિશ્ચય પૂર્વક વિચાર છે કે જેટલા કંઈ નામો જેમકે ઇન્દ્ર, અગ્નિ, યમ, મિત્ર, માતરિશ્વા આદિ છે તે સર્વ નામો સૃષ્ટિના એક માત્ર ઉત્પાદક પ્રજાપતિ ઇશ્વરના વાચક છે.

These truly sublime ideas cannot fail to convince us the Vedas recognise only one God, who is almighty, infinite, external self existent, the Light and Lord of the universe.

Count Bjonsterne.

અર્થાત્ એ સત્ય છે કે આ શ્રેષ્ઠતમ ભાવોથી આપણને એ વિશ્વાસ થયા વિના નથી રહેતો કે વેદ એક ઇશ્વરની પૂજા શીખવાડે છે કે જે ઇશ્વર સર્વશક્તિમાન, અનન્ત, નિત્ય, સ્વયંભૂ, સંસારનો પ્રકાશક અને સ્વામી છે.

ડબલ્યુ. ડી. બ્રાઉન લખે છે કેઃ—

It (Vedic religion) recognises but one God.
( Superiority of Vedic Religion )

વૈદિક ધર્મ નિશ્ચય પૂર્વક એક જ ઈશ્વરને સ્વીકારે છે. આ પ્રમાણે શ્લીગલ્, ચાલ્સ, કોલમેન, કોલબ્રુક, અર્નસ્ટવુડ્, હૈરિસ, થોરિયા ઇત્યાદિ અનેક પશ્ચિમના વિદ્વાનો ઉપર્યુક્ત પ્રમાણે વેદની મહત્તા માને છે. વસ્તુતઃ આનું નામ છે ચમત્કાર.

**અનેક વેદ ભાષ્ય જોવામાં આવે છે.**

વેદોનું ભાષ્ય કરવાના સંબંધમાં એ માન્યતા હતી કે વેદનું ભાષ્ય કરવું એ પાપ છે.

થોડા સમય પૂર્વ શ્રી. પં. ધર્મદેવજીએ શૃંગેરીના મઠાધીશ શ્રી. શંકરાચાર્યને

**"ब्रह्मचर्येण कन्या युवानं विन्दते पतिम्"॥**

અથર્વ વેદ.

મંત્રનો અર્થ કરવાનું કહ્યું ત્યારે શ્રી. શંકરાચાર્યજીએ ઉત્તર આપતાં કહ્યું કે,

**"अनंता वै वेदाः। को वै तेषामर्थं ज्ञातुमर्हति नैषां मन्त्राणां विषये मया किमपि कथयितुं शक्यम् यावत्सर्वाणि भाष्याणि नावलोकयेरन्"।**

અર્થાત્ વેદનું જ્ઞાન અનંત છે. આ મંત્રના સંબંધમાં હું કંઈ પણ નથી કહી શકતો કારણ કે, જ્યાં સુધી બધા શાસ્ત્રોને જોઇ ન લઉં. મંત્ર બહુ સરલ હોવા છતાં વિદ્વાનોની આ અવસ્થા છે! પરંતુ ઋષિ દયાનંદની કૃપાથી આજ વેદોનાં અનેક ભાષ્યો અમારી પાસે જોવામાં આવે છે.

**અનુયાયીઓ પણ ભાષ્ય છોડે છે.**

પૂર્વ આચાર્યોએ વેદમંત્રોનો જે અર્થ કર્યો છે તેની વિરુદ્ધ કલ્પના કરવી પણ જ્યાં પાપ મનાય છે. સાયણ તથા મહીધરે જે અર્થો કર્યા, બસ, તેને આંખ બંધ કરીને માનતા રહેવું એ જ આવશ્યક જ્યાં મનાતું હતું પરન્તુ આજ ઋષિની કૃપાથી સાયણ અને મહિધરના અનુયાયીઓ બીજાઓની જોડે પરીક્ષા-શાસ્ત્રાર્થના સમયે સાયણ અને મહિધરના વેદ ભાષ્યોને એક બાજુએ મૂકી દે છે.

થોડા સમય પૂર્વ ઇસાઈઓ અને સનાતનીઓ વચ્ચે "વેદ" વિષય પર શાસ્ત્રાર્થ થયેલ. જ્યારે સનાતની પંડિતને પૂછવામાં આવ્યું કે વેદ ક્યાં છે? પંડિતજીએ ગ્રંથ લઇને કહ્યું કે આ વેદ છે. પાદરી મહોદયે કહ્યું કે આ તો સ્વામી દયાનંદનું વેદ ભાષ્ય છે. પંડિતજીએ ઉત્તર આપ્યો કે હા, દયાનંદનું જ ભાષ્ય છે. પાદરીએ પુનઃ કહ્યું કે આ તો આર્યસમાજીઓનું પુસ્તક છે. પંડિતજીએ ઉત્તર આપ્યો કે **દયાનંદ પણ અમારો જ હતો અને આર્યસમાજ પણ અમારી જ સંસ્થા છે. આથી આપને શું?**

ગુરુદાસપુરમાં કાદિયાનિયાઓની સાથે શ્રી. પંડિત કૃષ્ણનો શાસ્ત્રાર્થ હતો તે સમયે જે વેદ ભાષ્યો રાખવામાં આવ્યાં હતાં તે સ્વામી દયાનંદનું અને અન્ય આર્ય વિદ્વાનોનાં હતાં. કાદિયાની મૌલવીએ જ્યારે કહ્યું કે તમો તો સનાતની છો તમારે આર્ય-સમાજના વેદ ભાષ્યો સાથે તથા સ્વામી દયાનંદના વેદ ભાષ્ય સાથે શું સંબંધ? શ્રી. પંડિત કૃષ્ણજીએ ઉત્તર આપ્યો કે **જેમ અન્ય ભાષ્યો અમારે માટે પ્રામાણિક છે તેવી જ રીતે આ ભાષ્યો પણ અમારા માટે પ્રામાણિક છે.**

## સંસારમાં સ્વાધ્યાય કરવા યોગ્ય પુસ્તક વેદ.

શ્રી ભટ્ટ મેક્ષમૂલરે નિબંધ માળા લખી છે. તેમાં મહર્ષિના જીવન ચરિત્ર સંબંધી વર્ણવ્યું છેઃ—

"મહર્ષિ દયાનંદમાં મોટામાં મોટી ન્યૂનતા એ હતી કે તેઓ અંગ્રેજી જાણતા ન હતા. કેવળ સંસ્કૃતના અભ્યાસથી વેદોના સાર્વભૌમત્વનું ભૂત એમનામાં ભરાયું હતું. તેમનો ઉક્ત વિચાર અંગ્રેજી શિક્ષણ પ્રાપ્ત શિક્ષિતોમાં વધારે વખત ટકી શકશે નહિ."

જ્યારે ઉક્ત મહોદયે મહર્ષિ દયાનંદ દ્વારા પ્રકાશિત **ઋગ્વેદાદિ ભાષ્યભૂમિકા,** કે જે માસિક પત્રિકાના રૂપમાં પ્રકાશિત થતી હતી તે વાંચી ત્યારે તેમના બધા વિચારો આમૂલતઃ નષ્ટ થઈ ગયા. અને લખે છે કેઃ—

"I mention that for study for man there is nothing in the world equal to importance to the Vedas. I mention that everybody who cares for his ancestors or on his history, or for his intellectual development for Vedic literature is indispencible."

(India; what can it teach us. P. 112)

અર્થાત હું નિશ્ચય પૂર્વક કહી શકું છું કે, સંસારમાં મનુષ્ય માત્રના સ્વાધ્યાય માટે જો કોઈ પુસ્તક હોય તો તે વેદ છે અને તેના જેવું આવશ્યક બીજું કોઇ નથી. તેમજ સંસારના પ્રત્યેક મનુષ્ય જે આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા ચાહે વા માનવ જાતનો ઇતિહાસ જાણવા ચાહે વા મસ્તિષ્કની ઉન્નતિ કરવા ચાહે તો તેને માટે વેદનો સ્વાધ્યાય અત્યન્ત આવશ્યક છે."

તેઓશ્રીએ પોતાના જીવન કાળમાં જે છેલ્લું પુસ્તક લખ્યું છે તેનું ઉદ્ધરણ વાંચવા યોગ્ય છે, તેથી પાઠકોની સામે ઉપસ્થિત કરૂં છું:—

"Whatever may be the date of Vedic hymns they have their own unique place and stand by themselves in the literature of the world. They tell us something of the early growth of the human mind of which we find no trace anywhere else. Whatever aesthetic judgement may be pronounced on them they will always retain their primitive value for superior to the oldest chronology, for superior to the most ancient inscription because every verse, nay, every word in them is aesthetic document in history of the greatest empire of human–mind established two millions of years. B. C."

(Six System of Philosophy)

અર્થાત–વેદ ઉત્પત્તિને કોઈ પણ સમય કેમ ન થયો હોય, પરંતુ સંસારના સંપૂર્ણ સાહિત્યમાં એનું સ્થાન અદ્વિતીય છે. વેદ કોઈ બીજા સાહિત્યના આશ્રિત નથી પરંતુ સ્વયં પ્રમાણિત છે. અમોને માનવ જાતિના મસ્તિષ્કનો વિકાસ થાય એવું જ્ઞાન આપે છે. વેદનું જ્ઞાન કેવી રીતે મળ્યું? ક્યારે મળ્યું? એ સંબંધમાં વિવાદ થઈ શકે છે. છતાં પણ વેદે હમેશને માટે અત્યંત પ્રાચીન પુસ્તકોમાં અત્યંત પ્રાચીન સ્થાન પ્રાપ્ત કર્યું છે. કેમકે વેદોનો પ્રત્યેક મંત્ર એટલુંજ નહીં પરંતુ પ્રત્યેક શબ્દ સંસારની મહા-

રાજધાની એવં મનુષ્યના મસ્તક તેમજ માનસિક બુદ્ધિ રૂપી રાજધાનીને પ્રમાણિક લેખે છે. એને બન્યે ઇસાના પૂર્વ ૨૦ લાખ વર્ષ થયાં છે.”

તેજ મહાનુભાવે “ઋગ્વેદાદિ ભાષ્યભૂમિકા”ને **ઓક્ષફર્ડ વિશ્વવિદ્યાલયની પાઠવિધિમાં કેટલાએ વર્ષ સુધી રખાવી હતી**. પાઠકવૃન્દ! આ ચમત્કાર અલૌકિક ન કહિ શકાય?

આપણે વેદના સંબંધનો મતભેદ જોયો. પુસ્તક પર મતભેદ એટલો બધો પ્રબળ હોતો નથી; કારણ કે પુસ્તકોનું જ્ઞાન વિદ્વાનોને હોય છે જન સામાન્યને નહીં. જન સામાન્ય તો વ્યવહારિક વિષય જે પ્રત્યક્ષ દૃષ્ટિગોચર હોય છે તેનેજ જુવે છે. જો તેમાં કાંઇ ઉલટું જણાય તો તેનો પ્રબલ વિરોધ કરે છે. જો પ્રબલ વિરોધી પોતાના વિચારોને છોડીને નેતાના વિચાર ધારણ કરે તો તેનાથી વધીને બીજો કયો ચમત્કાર હોઇ શકે?

**અછૂતોદ્ધાર:**

સૈકાઓથી ભારતમાં શુદ્ર તેમજ અછૂતોની ઘણી વિષમ અવસ્થા ચાલી આવી છે. તેમના પર ગુજારવામાં આવેલા અત્યાચારનું વર્ણન કરવામાં આવે તો રોમાંચ ઉભાં થઇ જાય. એના સંબંધમાં વિશેષ લખવા નથી ચાહતો. મુર્ખ મનુષ્ય તો અત્યાચાર કરી શકે પરન્તુ જગતને મિથ્યા માનનારા અને બ્રહ્મનેજ સત્ય માનનારા જ્યારે અત્યાચાર કરે છે ત્યારે દુઃખ થાય છે—તેમના પર દયા આવે છે. પ્રત્યક્ષ સંસાર ભ્રમ છે. એવું માનનારા નવીન વેદાન્તીઓએ તેમની સાથે ઘોર અત્યાચાર કર્યા છે. જ્યાં સુધી સંસારમાં વૈદિક સાહિત્યને વાંચનારાઓ રહશે ત્યાંસુધી તેમનો અપરાધ ક્ષમ્ય ગણાશે નહીં. મહારાજ શંકર, રામાનુજ, મધ્વ તેમજ વલ્લભાચાર્ય પણ આ પક્ષપાત પૂર્ણ નીતિના શિકાર બન્યા છે. તેઓએ તો એમની અવસ્થા પશુઓથી પણ નીચી

કરી નાંખી છે. પશુઓ તો રસોડામાં આવી શકે છે. પરન્તુ તે બિચારાઓનો પડછાયો પણ સ્પર્શ કરે તો તેમને ઘણું સહન કરવું પડે છે. આજના પ્રગતિશીલ યુગમાં પણ મલબારમાં તેમના ગળામાં ઘંટડી બાંધવામાં આવે છે. ઘંટડીનો નાદ સાંભળીને દ્વિજ આમ તેમ સંતાઇ જાય. તેઓને દિવસમાં નિકળવાનો અધિકાર સરખોએ નથી. કયાં સુધી વર્ણન કરૂં. મહારાજ શંકરાચાર્યએ તો પોતાના બ્રહ્મ સૂત્રના ભાષ્ય ૧–૩–૩૮ માં લખ્યું છે કે:–

**श्रवणे त्रपुजतुभ्यां श्रोत्रं परिपूरणम् । अध्ययने जिह्वाच्छेदः । अर्थावधारणे हृदयविदारणम् ॥**

અર્થાત્—શુદ્ર વેદ મંત્ર સાંભળી લે તો સીસુ વા લાખને ગરમ કરીને તેના કાનમાં ભરી દો. જો તે મંત્ર બોલે તો તેની જીભ કાપી નાંખો અને કદાચ અર્થ સમજી લે તો તેનું હૃદય ચીરી કાઢો.”

મહારાજ શંકરના આ શબ્દો તેમને હંમેશને માટે કલંકિત કરશે. આવી રીતનો વ્યવહાર તો જગતને મિથ્યા માનનારા આચાર્યનો છે તો પછી અન્યોની તો વાત જ શી કરી શકાય?

ભારતીઓનો શુદ્રો સાથે આવી રીતના તિરસ્કારનો વ્યવહાર જોઇને પાશ્ચાત્યોએ પણ હિન્દૂ જાતિ પર તિરસ્કારની વર્ષા વરસાવી છે. તેમજ પોતાના પુસ્તકોમાં મોટા મોટા અક્ષરમાં ચિતર્યું. તેમને પૂર્ણ વિશ્વાસ થયો છે કે હિન્દુઓના ધર્મ શાસ્ત્રોમાં પણ અસ્પૃશ્યતાનું વિધાન છે.

મહર્ષિ દયાનંદ પ્રથમ આચાર્ય છે કે જેમણે નેવના પાણી મોભારે ચઢાવ્યાં–ગંગાના પ્રવાહને ઉલટો વહેવડાવ્યો. મહર્ષિએ શાસ્ત્રોના પ્રમાણોથી તેમજ યુક્તિઓથી સિદ્ધ કરી બતાવ્યું કે શુદ્રોને પણ વેદ ભણવાનો અધિકાર છે. જુઓ વેદ સ્વયં આજ્ઞા આપે છે:—

**"पञ्चजनाः ममहोत्रं जुषध्वम्" ऋग्वेद ८-१-१३-४ ॥**

અર્થાત્—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર, તેમજ અતિ શુદ્ર-ચંડાલ પણ મારો યજ્ઞ કરી શકે છે.

**यथेमां वाचं कल्याणीमावदानी जनेभ्यः । यजु० २६-२ ॥**

એમાં પણ બતાવ્યું છે કે વેદજ્ઞાન માનવ માત્રને માટે છે. એટલે સુધી કે ચંડાલને પણ વેદ વાણી સાંભળવાનો તેમજ ભણવાનો અધિકાર છે. મહર્ષિએ કેવળ શાસ્ત્રીય પ્રમાણોથી વા તર્કથી કાર્ય સમાપ્ત થયું છે એમ સમજ્યા નથી પરન્તુ તેમણે પોતાના જીવનના પણ અનેક અવસરો પણ અછૂતોને સર્વ મનુષ્યના સમાનજ અધિકાર છે એમ સિદ્ધ કરી આપ્યું છે. આ નાના પુસ્તકમાં એનું વર્ણન કરી શકાય તેમ નથી.

મહર્ષિના વિચાર રૂપી વાયુનું આંદોલન ખૂબ જોરશોરથી પ્રસારિત થયું. જેની સુગંધ પાશ્ચાત્ય વિદ્વાનોની નાસીકાઓની ગુફાનાં દ્વાર ભેદીને ગુફાઓના ખૂણેખૂણા સુધી પહોંચી. જેના પરિણામે તેઓને સ્વીકાર કરવું પડયું કે શાસ્ત્રોમાં અસ્પૃશ્યતાની ગંધ જરાપણ નથી. આ વસ્તુને ફ્રાંસના પ્રસિદ્ધ વિચારક-તત્વજ્ઞાની **રોમેરોલાંએ** આ પ્રકારે સ્વીકૃત કરી છે.

It was truth an epoch-making date for India when a Brahmin not only acknowledeg-ed that all human beings have the right to know the Vedas, whose study has been pre-viously prohibited by orthodox Brahmins but insisted that their study and propagation was the duty of every Arya.

અર્થાત ભારતવર્ષનો સુવર્ણ યુગ મધ્યાહ્ને હતો જ્યારે ભારતના બ્રાહ્મણ માત્ર જ નહિ પણ પ્રત્યેક ભારતવાસીને વેદાધ્યયનનો સંપૂર્ણ અધિકાર હતો. પરંતુ થોડા સમય પહેલાં કટ્ટર—નામ માત્રના બ્રાહ્મણોએ એ અધિકાર છીનવી લઇ એ અધિકારનો નિષેધ કર્યો હતો. પરંતુ આજે પ્રત્યેક આર્યનું કર્તવ્ય એ છે કે વેદનો સ્વાધ્યાય અને સંસારભરમાં તેનો જોરશોરથી પ્રચાર કરે.

આતો પાશ્ચાત્યોના વિચાર છે. પરંતુ ભારતમાં આ ભૂત હવે પ્રાયઃ નષ્ટ જેવું થઇ રહ્યું છે. મહામના માલવિયાજી પોતાના હસ્ત કમલથી અછૂતોને દીક્ષા આપી રહ્યા છે. મહાત્મા ગાંધીજીએ તેનો નાશ કરવાને માટે આમરણાંત અનશન વ્રત લીધું હતું. કર્ણાટકમાં જે **નન્દીનો અવતાર મનાતા એવા શ્રી. વિશ્વેશ્વરે પોતાની કન્યકાનો વિવાહ એક અછૂતની સાથે કર્યો** છે. એટલું જ નહિ પણ ગુરુકુલોમાં કેટલાય અછૂત ભાઇઓ પ્રવિષ્ટ થઇ વેદ માતાના અમૃતત્વનું પાન કરી સ્નાતક બનીને પ્રજામાં ઓતપ્રોત થઈ ગયા છે. જમ્મુમાં પણ હિંદુજાતિની સાથે એક રૂપ થઈ ગયા છે. આનું નામ સાચો ચમત્કાર.

**સ્ત્રી જાતિ.**

મધ્ય કાળમાં જેવી અવસ્થા શુદ્રોની હતી તેના જેવી જ દશા સ્ત્રી જાતિની હતી. તેને ભણવાનો અધિકાર નહોતો પણ માત્ર ઘરની ચાર દિવાલોની અંદર બેસી રહેવાનો અધિકાર હતો. એમને માટે માત્ર ચુલો જ હતો. એ બિચારીઓને ઘરમાં પણ કોઈ જાતનો અધિકાર નહોતો. ટુંકામાં તેમની દશા ગુલામો જેવી હતી.

મહર્ષિએ આવીને કહ્યું કે પ્રાચીન સમયમાં સ્ત્રીઓ યુદ્ધમાં જઈ વીરત્વ બતાવતી હતી. રાજ્યતંત્રમાં પોતાની બુદ્ધિ કુશળતા બતાવતી હતી. ઉપદેશો પણ કરતી હતી. દયાનંદજીએ પાઠશાળાઓની શરૂઆત કરી જેનો દિનપ્રતિદિન પ્રચાર વધવા લાગ્યો.

જેના પરિણામે અનેક સ્નાતિકાઓએ પાઠશાળા, કન્યાગુરુકુળોની સ્થાપના કરી.

સ્વામીજીએ બાળ વિવાહનું ખંડન કર્યું. શરૂમાં તો માણસો ખીજવાટ કરવા લાગ્યા. પરંતુ ભારતમાં "શારદા એકટ" નો કાયદો અમલમાં આવ્યો એટલું જ નહિ પરંતુ મહર્ષિ દયાનંદજીને સ્ત્રીજાતિના ઉદ્ધારક માનવા લાગ્યા. રંગા અય્યરે 'Father India' ફાધર ઈન્ડિયામાં લખ્યું છે કે.

"In 19th. century Rishi Dayanand Sarswati came as a Massiaha to preach the restoration of women to their ancient glory."

**અર્થાત્ ૧૯ મી શતાબ્દીમાં ઋષિ દયાનંદ સરસ્વતી સ્ત્રીજાતિની પ્રાચીન સંસ્કૃતિનો ઉદ્ધાર કરવાને માટે દેવદૂત બનીને આવ્યા હતા.**

સુધારકોને માટે આ ચમત્કાર નથી શું ?

**શુદ્ધિ.**

શુદ્ધિનું બીજારોપણ મહર્ષિએ કર્યું હતું અને તેમાં જલસિંચન–કાર્યારંભ પ્રાતઃ સ્મરણીય સ્વા. શ્રદ્ધાનંદજીએ કર્યું. શરૂઆતમાં જનતાએ પ્રબલ વિરોધ કર્યો. મહાત્મા ગાંધી જેવાએ પણ કર્યો. પરંતુ આજકાલ તો એ વૃક્ષનાં મધુર ફલ સ્વરૂપ મુલતાનના સનાતન ધર્મના પ્રખર પંડિત યદુભૂષણજી સનાતન ધર્મ સભાના આશ્રય હેઠળ શ્રી. રોઢ્સ મહોદયની શુદ્ધિ કરે છે. અને તેના પુત્રનો વિવાહ બ્રાહ્મણ કુલની કન્યકા સાથે થાય છે.

ભારત ધર્મ મહામંડળના ઉપદેશક સ્વા. દયાનંદ B. A. એ સ્વામી શ્રી. શ્રદ્ધાનંદજી મહારાજને શુદ્ધિ કાર્યમાં ખૂબ સહાયતા આપી. મહાત્મા ગાંધીજીના પુત્ર શ્રી. હરીલાલ ગાંધી મુસલમાન

થઇ ગયા હતા, તેની આર્યસમાજ મુંબાઈએ શુદ્ધિ કરી અને ખૂદ મહાત્માજીએ પણ તેનો સ્વીકાર કર્યો.

**આર્ય સંસ્કૃતિ.**

જે વખતે મહર્ષિ દયાનંદજીએ ભારતવર્ષમાં પ્રચાર કાર્ય કરવાની શરૂઆત કરી તે સમયે ભારતમાં ઈસાઇ, મુસલમાન સિવાય બ્રાહ્મસમાજ, દેવસમાજ, પ્રાર્થનાસમાજ આદિ કેટલાક સુધારક સમાજ કાર્ય કરતા હતા.

બ્રાહ્મસમાજના પ્રસિદ્ધ નેતા પંડિત શિવકુમાર શાસ્ત્રી M. A. એ પોતાના પુસ્તકમાં લખ્યું છે.

"પાશ્ચાત્ય સભ્યતાનો ભારતમાં સૂર્યોદય થઇ ચૂકયો છે. મહર્ષિ દયાનંદ તે સભ્યતાના પ્રભાવથી ભારતવર્ષને બચાવવા ઇચ્છે છે. દયાનંદજીનો આ પ્રયત્ન ઉલટી ગંગા વહેવડાવવા જેવો છે. આવી રીતે ભારતમાં ભારતીય સભ્યતાનું પુનરૂત્થાન અસંભવિત છે. પહેલાંના સમયને માટે સારૂં હતું. પણ હવે ઉન્નત ભારતને દયાનંદ અવનતિના ઉંડા ખાડામાં નાખવા ઇચ્છે છે."

ભારત નક્ષત્ર કવીન્દ્ર રવીન્દ્રનાથ ટાગોરે ભારતીય સંસ્કૃતિ સ્થાપન કરવા માટે "શાન્તિ નિકેતનની સ્થાપના કરી. મહાત્મા ગાંધી પણ આર્ય સંસ્કૃતિની રક્ષા કરવા માટે પ્રયત્ન કરી રહ્યા છે. એટલું જ નહિ પણ બલેન્દ્રનાથ ઠાકુર, આર્યસમાજના સ્વર્ગસ્થ પં. સીતારામ શાસ્ત્રી, કલકત્તા આર્યસમાજના અધિકારી પં. શંકરનાથને સાથે લઇને લાહોર એટલા જ માટે ગયા હતા કે **"આર્યસમાજની સાથે બ્રાહ્મસમાજને જોડી દેવામાં આવે."** આથી અધિક દયાનંદનો ચમત્કાર કયો હોઈ શકે છે!

સ. ૧૮૮૫ માં દયાનંદના મૃત્યુ પશ્ચાત્ સિવિલ મિલિટરી ગેઝેટમાં લખવામાં આવેલું કે :—

"મહર્ષિ દયાનંદ વાલ્મીકિ, પતંજલી, રામ, કૃષ્ણ આદિ શ્રીમાનોની યશ-કીર્તિને ભારતીઓના હૃદયપટ પર અંકિત કરવા માગતા હતા. પરંતુ અંગ્રેજી રાજ્યમાં નેલસન, અને અત્યારે તો શેક્ષપીયર સર્વ સાધારણના હૃદયપટ પર શાસન કરી રહ્યા છે."

અભિજ્ઞાન શાકુન્તલનો સંસારની ભિન્ન ભિન્ન ભાષાઓમાં અનુવાદ થવો એ શું કાલિદાસને માટે ગૌરવની વાત નથી? દુનિયામાં એવી કોઈ શિષ્ટ ભાષા નહીં હોય કે જેમાં ગીતાનો અનુવાદ ન થયો હોય. ભારતીય સાહિત્યને આ પ્રમાણે દુનિયાની શિષ્ટ જાતિ ગ્રહણ કરતી જાય છે એ શું ભારતીયો માટે ગૌરવ લેવાની વાત નથી? **શ્યામજી વર્માનું** ઈંગ્લંડના વિશ્વ વિદ્યાલયમાં સંસ્કૃતના અધ્યાપક તરીકે રહેવું, **શ્રી. ભારતભૂષણ રાધાકૃષ્ણજીનું** ઓક્ષફર્ડ વિશ્વ વિદ્યાલયમાં પ્રોફેસર તરીકે કાર્ય કરવું, એટલું જ નહીં પરંતુ અમેરિકાનું વિશ્વવિદ્યાલય પણ તેઓશ્રીની વાણીનું અમૃતપાન કરવાને લાલાયિત રહે છે અને તેમનું ભાષણ સાંભળવાને હજારો રૂપીયા ખર્ચ પણ કરે છે. આ છે મહર્ષિ દયાનંદનો દિવ્ય ચમત્કાર.

આ બધા મહર્ષિ દયાનંદના સૂર્ય સમાન દેદીપ્યમાન, ચમકીલા ચમત્કાર છે. જેના પર પ્રાયઃ સમસ્ત જગત્ મુગ્ધ છે. આ ચમત્કારોની સામે અન્ય સર્વ ચમત્કારો નિસ્તેજ થઇ જાય છે. આ ચમત્કારો દ્વારા **દયાનંદ મનુષ્ય છે અને મનુષ્યોમાં તે દેવજન છે.** તે પરમાત્માનો પુત્ર છે સાથે પુરુષ પુત્ર પણ છે.

**દયાનંદના શબ્દકોષમાં પ્રભુ પુત્ર અને પુરુષ પુત્ર બંને સમાન છે. Son of God અને "Son of Man" અને** આ બંને પર્યાય વાચક છે. દયાનંદે પરમાત્માનો દિવ્ય સંદેશ બીજાઓ સુધી પહોંચાડી દીધો છે. દયાનંદ સ્વયં પરમાત્માનો ચમત્કાર છે. **જોનાસ નિનેવાના માણસો માટે હતો, ઈસા યેરુસેલમને માટે હતો, પરંતુ દયાનંદ સંપૂર્ણ સંસારને માટે હતો.**

પ્યારા બન્ધુ વર્ગ! આ પ્રકારના ચમત્કારોથી તમારા મનોને ચમકાવો. વસ્તુતઃ જનતા માનતી જાય છે કે નિશ્ચય **દયાનંદ એક ચમત્કારી પુરુષ છે.**

**બોલો મહર્ષિ દયાનંદની જય.**



## RELIGIOUS LITERATURE IN ENGLISH LANGUAGE.

Light of Truth.

The Fountain Head of Religion.

The Ten principles of the Arya Samaj.

The Inner-Man and other lectures on Arya Philosophy.

An out line of the Arya Samaj.

Hinduism Vs. Islam.

Hinduism Vs. Christianity.

Sayings of Swami Dayanand.

Verses from the Vedas.

The Vedic caste system and Pancham Problem.

Reason and Religion.

I and My God.

Worship.

Dayanand's contribution to Hindu solidarity.

The origin, Scope Mission of the Arya Samaj.

The Arya Samaj and Islam.

अनिलादेवी आर्य
व्यवस्थापिका
महागुजरात पुस्तक प्रकाशन मंडळ
मरोली बजार (जि. सूरत)

॥ ओ३म् ॥

# મહર્ષિ દયાનંદના સિદ્ધાન્તોને ગુજરાતી ભાષામાં પ્રતિપાદન કરતું સાહિત્ય

વૈદિકધર્મનો પ્રચાર કરવા ઇચ્છતા મહાનુભાવોને ગૂજરાતી ભાષામાં, આર્યજગતમાં પ્રસિદ્ધ **શ્રી. પં. જ્ઞાનેન્દ્ર 'સિદ્ધાન્ત ભૂષણ' 'આર્યમૌલવી'**ની સિદ્ધ લેખનીથી મહર્ષિ દયાનંદના સિદ્ધાન્તોને સચોટ રૂપથી પ્રતિપાદન કરતું સાહિત્ય પ્રચારાર્થ કેવળ લાગત મૂલ્ય પર વહેંચવા **મહાગૂજરાત પુસ્તક પ્રકાશન મંડળ, મરોલીએ** વિચાર કર્યો છે.

પ્રારંભિક શાળાના બાળકો માટે

(૧) **બાળકોપયોગી ધર્મશિક્ષા** ૦—૨—૬

(૨) **જ્ઞાનામૃત** માધ્યમિક શાળાના બાળકો માટે ૦—૫—૬

ઉચ્ચ શાળાના યુવકો માટે

(૩) **વૈદિકધર્મની સાર્વભૌમતા** ૦—૬—૦

ધર્મ જીજ્ઞાસુઓ માટે

(૪) **મૂર્તિપૂજા—રહસ્ય** ૦—૦—૩

(૫) **સહશિક્ષણ એક રોગ** ૦—૦—૯

(૬) **આર્ય** ૦—૧—૦

(૭) **રાષ્ટ્રિય મહાસભા અને આર્યસમાજ** ૦—૧—૦

(૮) **હૈદ્રાબાદ સત્યાગ્રહ સંગ્રામ** (અપ્રાપ્ય)

(૯) **હૈદ્રાબાદ સત્યાગ્રહ સાંપ્રદાયિક નહીં હૈ** ૦—૨—૦

(૧૦) **મૃત્યુથી બચવાનો ઉપાય** પ્રચાર

(૧૧) **જગદ્ગુરુ દયાનંદ** ,,

(૧૨) **જનગણના અને આર્યોનું કર્તવ્ય** ,,

(૧૩) **પ્રતાપજયન્તી પર આપેલું વ્યાખ્યાન** ૦—૦—૬

(૧૪) **મહાન્ બનો** ૦—૦—૬

(૧૫) **મહર્ષિ દયાનંદનો ચમત્કાર** ૦—૨—૦